# ડોલતી દુનીઆ

યાને

# બોલતો ઘંટ.

લેખક-માસ્તર ગોરધનલાલ એચ. શાહ.
અમદાવાદી.
નીવાસી અમદાવાદ. ઢાલની પોળ બહુચરાજી
માતાની ખડકીમાં
હાલ મુકામ ભાગાતળાવ રોડ-સુરત.

સુરત ચઉટાના પુલ ટાંકી પાસે આવેલા શંકર પ્રીન્ટીંગ
પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

સંવત ૧૯૭૬. પ્રત ૩૦૦૦.
આવૃતી ૧. સને ૧૯૨૦.

કીંમત દોઢ આનો.

# ફેશન એટલે શું? ફોટોગ્રાફર-રાં



-:(હરીગીત):-

ફેશન તણા સાધન મહી છે, મુખ્ય વસ્તુ આટલી;
ચીરુટ, બીડી, ને વળી, હોટલ સાથે બાટલી.
ભજીઆં જુઓ ગરમાગરમ ને પાનની પીચકારીઓ;
કપડાં અને લત્તાં વળી છે, આંખમાં ચસ્માં ધર્યાં.
છે કોટ પણ કહું ફાંકડો, વળી સ્ટીક કરમાં છે ધરી;
ખીસ્સા મંહી ઘડીઆળ તો વળી રાખ્યું છે ભપકો કરી.
છે બાબગા પણ ફાંકડી ના કોઇએ તેને કળી;
ટોપી બીચારી રાંકડી ને ઢેમ તો આજે ગણી.
ઇંગ્લીશ તણો અરે ઠાઠ તો આજે વધ્યો છે કહું ઘણો;
વિચાર રાખીને હૃદયમાં ધ્યાન તમ પ્રીતે ધરો.
ઉત્તમ ગણાતી એજ કેળવણી તણાં ફળ થાય છે;
ફેશન સુધારે હિંદમાંથી ધમ ધોવાઈ જાય છે.

લેખક—માસ્તર.



# બીડી-વિશે



-:(રાગ ગઝલ):-

બીડી તેં બ્હાવરો મુજને, ખરેખર હા બનાવ્યો છે
ચડાવી ઇશ્કના પંઠે, ખરેખર તેં ફસાવ્યો છે—બીડી.
હરે છે નૂર તું મ્હારૂં, હણે સૌ ધન તું મારૂં;
ખરે છે કાળજું કોમળ, છતાં પણ તું કરે ખારૂં—બીડી.
હણીને લોહી સૌ મારૂં, પુરેપુરો ફસાવ્યો છે;
કરી ઉધરસ અને ખાંસી. ખરેખર તેં રીબાવ્યો છે—બીડી.
બીડી તુંજને હવે હું તો, કરૂં પ્રણામ હજારો;
ચડાવી મોતના ડાળે, ખરે જીવ તેં લીધો મારો—બીડી.
બસે તુજ દુર્ગુણો દેખું, છતાં પણ તું નહિ છૂટે;
રહેલું કાળજું કોમળ, ઘડીકમાં તેહને લૂંટે—બીડી.
વિચારો કેળવું છું પણ, હૃદયથી તું નથી જાતી;
લઉં ભિષ્મ પ્રતિજ્ઞા પણ, છતાં એ તું નથી જાતી—બીડી.
કરી મનમાં કંઈ નિશ્ચય, ચહડું હું કંઈક વિચારે;
વખત જ્યાં થાય ના થોડો, તરત તું યાદ આવે છે—બીડી.
બળે છે મન બસ મારૂં, અરે બીડીજ તું પુંઠે;
જોઈ કંઇકની જુવાનીને, ખરે આંસુજ આવે છે—બીડી.

બીડી તું શોભતી સારી, છતાં પણ જીવ લેનારી;
ચડાવી ઇશ્કના પંથે, કરે છે જાનની ખ્વારી—બીડી.

ભલે હો તાત કે ભ્રાતા, ભલે હો બાળ કે મોટા;
બીડીના ફંદમાં ભાઈ, કદાપી ના તમે ફસતા—બીડી.
કહું છું કરગરી તમને, નહિ સંગત કદી કરતા;
વ્યસન બીડી તણું શાણા, કદાપી ના તમે કરતા—બીડી.

લેખક—માસ્તર.



## એક સદ્ ગૃહસ્થની કરૂણાજનક કથની.



-:( રાગ કવાલી ):-

સુધારાની મગન ન્યારો, જમાનો જાય છે સારો;
જુઓને આ દશા યારો, અમારી આમ બાબત છે.

જુઓ મુંબઇ તણી નારી, બતાવે ડોળ તે ભારી;
ફરે થઇ રાયની રાણી, અમારી આમ બાબત છે.

દયાળુ મા અને બાપે, લગન તો માહરાં કીધાં;
હિસાબો તેહના આપુ, અમારી આમ બાબ

હતી અમ દેશની અંદર, અમારી પ્રેમદા પ્યારી;
અમે અમ પાસ બોલાવી, અમારી આમ બાબત છે.
કરૂં કોઇ જાતનો ઓર્ડર, નથી તે ધ્યાનમાં લેતી;
ફરે તે થઇને મદમાતી, અમારી આમ બાબત છે.
બધાંએ ઘર તણાં કામો, અમે અમ હસ્તથી કરતાં;
દુઃખી છે જીંદગી મારી, અમારી આમ બાબત છે.
ભરૂં મમ હસ્તથી પાણી, પછીથી ઉઠતી રાણી;
ચલાવે હું હુકમ શાણી, અમારી આમ બાબત છે.
કરી દાતણ પછી ઘરમાં, પદમણી પાટલે બેસે;
પછીથી ચાહ તે માગે, અમારી આમ બાબત છે.
ઘરે વાસણ બધાં માંજુ, રસોઈ હાથથી રાંધુ;
કરે ભોજન પછી પત્ની, અમારી આમ બાબત છે.
કરી પત્ની તણી સેવા, દશે તો નોકરી જાવું;
પુરા પરતંત્ર ત્યાં થાવું, અમારી આમ બાબત છે.
બધા આ કષ્ટને લીધે, દુઃખી મમ જીંદગી થાતી;
ભલું મરવું અરે એથી, અમારી આમ બાબત છે.
મઝા મુંબઇ તણી જોતાં, બધા ફેશન મહીં પડતા;
પછી પસ્તાઇને રડતા, અમારી આમ બાબત છે.
પગાર પચીસ તો આવે, પ્રીયા પાંત્રીસ ખરચાવે;
દયા દિલમાં નહિ લાવે, અમારી આમ બાબત છે.
બતાવે દમ ઘણો નારી, ચલાવે છે હુકમ શાણી;
ફરે નીત્ય બાગમાં રાણી, અમારી આમ બાબત છે.

મંગાવે અવ નવી ચીજો, અમારે લાવવી ક્યાંથી;
નથી પેદાસ કંઈ જોતી, અમારી આમ બાબત છે.
ઘરણાં અવનવા માંગે, વખત પર હાડકાં ભાંગે;
કહે શું કામ પરણ્યાતા, અમારી આમ બાબત છે.
દરદ નીત્ય નવનવું થાયે, રહું હું ઘેર જ્યાં સુધી;
કરે ઠણુકા ખરા ખોટા, અમારી આમ બાબત છે.
પથારીમાં પડી રહેતી, મીઠાઈ મોજથી ખાતી;
દુઃખી મમ જીંદગી થાતી, અમારી આમ બાબત છે.
ભરૂં નીત્ય બીલ વૈદોનાં, છતાં સાજી નથી થાતી;
ચલાવે ઢોંગ બહુ ખોટા, અમારી આમ બાબત છે.
ખરીદી હાથથી કરતી, લખાવી નામ પર મારા;
કહો બીલ કયાં થકી ભરવું, અમારી આમ બાબત છે.
પથારી પ્રેમથી કરવી..., પ્રીયાની હાજરી ભરવી;
નથી નવરાસ પણ પળની, અમારી આમ બાબત છે.
ગુમાવી દેશની મુડી..., અહીં પરદેશમાં આવી;
છતાં ખુશ ના થઇ નારી, અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર, બધાં એ કામ ત્યાં કરતી;
નથી અહીં કોઇથી કરતી, અમારી આમ બાબત છે.
કઃ—પતિનું લોહી પીવાનું, તજી દેજો તમે બેનો;
સ્થિતી સ્વામી તણી જોતાં, ખોટાં શાને કરો ફેલો.
પતિના દીલમાં વસીને, રહેજો હું કહું બેનો;
સુખો સૌ પ્રાપ્ત કહું થાશે, જરૂર માનો તમે બેનો.

લેખક—માસ્તર



# ફેશનની ફીશીયારી.



-:(રાગ ગઝલ કવ્વાલી.):-

અરે સજ્જન શાણાઓ, અરજ કંઇ ઉર ધારોને;
વધ્યો છે શોખ દુનીઆમાં, હવે તેને સુધારોને;
પહેરી ફેન્સી ચોળી..., જતી ઓરત ભુલેશ્વર;
પછી તે ક્યાં કહો જાતી, અરે તે જાણતો ઇશ્વર.
અહા શું તેહની સાડી. અતિ બારીક મેં ભાળી;
શોભામાં શું વધારો છે, કર મહી બંગડી કાળી.
સુકોમળ અંગમાં એના, સુવાસીક અત્તરો મ્હેકે;
ખરેખર દેખનાં સજ્જન, સહુ તો નાયકા કહે છે.
વીસાર્યો દાંત હાથીના, ચડાવ્યા કાચ કંઇ ચી-તે;
જુના ધારા વીસારીને, નવા ધારા ગ્રહ્યા પ્રીતે;
અરે તે બંગડી માટે..., બીજાને હસ્ત આપે એ;
વીસારી છેક લજ્જાને, બધી મર્યાદ લોપે છે.
હવે કહો શું રહ્યું બાકી. વસાવ્યા ડ્રેસ લેડીના;
ધરી છે હાથમાં છત્રી, પહેર્યા બુટ એડીના;

સુગંધી તેલ ચોળીને, છટાથી કેશ ઓળીને;
ચઢાવ્યા આંખ પર ચશ્મા. સુશોભિત વસ્ત્ર પહેરીને.
અરે મમ પ્યારા બંધુઓ, સુધારાને વધારીને;
આતશય છુટ આપીને, ચડાવી છેક લાડીને:
જુઓ આ સલ તણી રીતી, વીચારો ધર્મ ને નીતી;
કરો કંઈ કામ ભક્તીનાં, હૃદયમાં રાખીને પ્રીતી.
કહે ગોરધન સુણો પ્યારા, હૃદયને લાગશે ખારા;
હઠવવા આ કુધારાને, વચન આ માનજો મારા.

**લેખક—માસ્તર.**



## વિષયમાં મસ્ત રહેનારી વામા.

ફેશન અપ-ટુ-ડેટ બનાવી, ઠમઠમ કરતી ચાલે છે;
નાજુક પગમાં ઝીણી ઘુઘરી, છમ છમ કરતી વાગે છે.
ઝીણા વસ્ત્રે અંગ સજીને, ફેશનમાં બહુ મહાલે છે;
શાક્ જોઇ વિચારજ કરતાં, વેશ્યા સરખી લાગે છે.
ચાલ આંગળની ચોરી વીનાના, ભાગ સહુ દેખાએ છે;
બુટ ચડાવી ફુલ ફેશનમાં, ચપળા જુઓ જાએ છે.
અબે ગાડી વાળા આજે, ગાડી તું મોડી લાવ્યો;
ટાઇમ તણું ઉલંઘન કરીને, ગાડી કેમ મોડી લાવ્યો.

ગાડીવાળો કહે નમીને, આજ મને મોડું જ થયું.
વિચાર હતો વેલાના તોપણ, વચમાં કૌતક એક થયું;
ઠીક હવેથી તું જને કહું છું. ટાઈમ નહિ મોડો કરતો;
ચોપાટીની ઉપર આજે, ગાડી તું જલદી લેતો.
ગાડીવાળો કહે નમીને, ભુલ થઈ આજે મારી;
ગાડી મારી જુઓ આજે, જાએ છે કેવી વેલી.
જલદી લેને કહી ચપળા, ગાડીમાં આવી બેઠી;
ઉભો હતો હું ઘણો દુર, પણ નજર ગઇ મારી પેસી.
ચોપાટી આવતામાં ચપળા, ગાડીમાંથી હેઠી ગઈ;
અમુક વખતે લખીશ સાહેબો, પાછળ શી હકીકત થઇ.

લેખક—માસ્તર.



## વિષયમાં અંધ બનેલા સ્વામીને તેનીઓએ દીધેલો બોધ.



-:(રાગ કવાલી):-

રંડી આશક બની સ્વામી, મજા કેવી તમે જોઈ;
ફરી તમ જાતની ખ્વારી, ...ી મીલકત બધી ખોઈ.
...ી તમ બાપની લક્ષ્મી, કરી દીધી બધી પાણી;
ઉંમર બણી મોટી, કમાયા ના છતાં કોડી.

જોઇ હું કંઇકના પતીઓ, ખરે સ્વામીજ કંપુ છું;
હવે તો આશા ત્યાગીને, અરે સ્વામીજ બેઠી છું.
હજી તમ સુધરો સ્વામી, વખત કહું ના વહી ગયો છે;
સુધરવાને કહું સ્વામી..., વખત બાકી ઘણો રહ્યો છે.
રંડીનો સંગ ત્યાગીને, પતિ મમ પ્રેમથી રહેજો;
પડે જો દુ:ખ એકે તો; પછી મુજને તમે કહેજો.
રંડીનો સંગ કરવાથી, થાએ છે લોકમાં હાંસી;
વધુમાં જાનની ખ્વારી, સ્વામી કહું છું ઘણી થાતી.
અરે એ વાત બાજુએ, મુકું હું જો કદી પ્યારા;
ઘણાં કહું દુ:ખ તો થાએ, કહું છું આપને વ્હાલા.
તમારી પાસ આ દાસી, ઉભી છે હાથ જોડીને;
છતાં કહું આપને સ્વામી, રખડવા મન કેમ થાએ.
રંડીઓ ના કદી કોઈની, કહું છું ના જરા થાતી;
હણી લોકો તણાં નાણાં, ચમનમાં ને ઘણી રહેતી
દીઓ પૈસા તમે પ્યારા, ત્યહાં તે આપની થાએ;
ખીસ્સાં ખાલી જહાં દેખે, બીજાની તે જરૂર થાએ.
આવી રીતે કહું પ્યારા..., રંડીની જાત છે નીચી;
છતાં કહું આપ ત્યાં પ્યારા, જાઓ શું આંખને મીચી.
ઇસ્કમાં પડનાં પહેલાં..., મજા તેની ઘણી જુઓ,
થાએ જ્યાં જાનની ખ્વારી, મુકી બહુ પોક તમ રૂઓ.
માટે કહું કરગરી પ્યારા, તમે તે છંદને
અડશ જો ઇસ્કના હોએ, હવે પ્યારા તમે

કહું હું કરગરી સ્વામી, પ્રીતી મમથી તમે જોડો;
રહેલાં ફંદને છોડી...... પ્રભુને હાથ બે જોડો.

લેખક—**માસ્તર.**

## સ્ત્રીનો બોધ સુણીને તેના પતિએ કરેલો પસ્તાવો.

-:(રાગ કવાલી):-

અરે કીસ્મત અરે કીસ્મત, કહી દે દોશ તું મ્હારો;
કર્યો છે હાય દુઃખી આરો, ભુલ્યાને રાહ બતલાવો.
હતી કીર્તી ઘણી સારી..., અત્યારે શું સ્થીતી મારી;
નિહાળો જગત મોરારી, ભુલ્યાને રાહ બતલાવો.
હતાં સુખ વૈભવો કેવાં, ખરેખર ઇંદ્રના જેવાં;
દીધું મેં સર્વ એ ટાળી, ભુલ્યાને રાહ બતલાવો.
હતી મોટર ઘણી સારી, હ્રદયમાં લાગતી પ્યારી;
પડ્યું છે દુઃખ બહુ ભારી, ભુલ્યાને રાહ બતલાવો.
સુકોમળ તો વદન મારું, સુકાતું કષ્ટને લીધે;
વીધીનો ખેલ છે ન્યારો, ભુલ્યાને રાહ બતલાવો.
અરે મુજ મુખથી શબ્દો, નીકળતા બહાર તે પહેલાં;
...વી સેંકડો સેના, ભુલ્યાને રાહ બતલાવો.
...સમ મીત્રની પાસે, મળે બહુ માન ત્યાં મગનું;

થતી ત્યાં સ્નેહની વાતો, ભુલ્યાને રાહ બતલાવો.
હવે તો મીત્ર સહું મારા, મને તો કાળ સમ ભાસે;
રહી નહી પાઇ પણ પાસે, ભુલ્યાને રાહ બતલાવો.
ઘણી ભારી હતી મારી, મનોહર બીલ્ડીંગો સારી,
થઈ તે હાય દુઃખીઆરી, ભુલ્યાને રાહ બતલાવો.
હતાં વસ્ત્રો ઘણાં સારાં, જીવનને લાગતાં પ્યારાં;
પડયાં છે તેહ વીણુ ફાંસા, ભુલ્યાને રાહ બતલાવો.
સુકોમળ બાળકો માહરાં, દુઃખી છે અનના લીધે;
નજરથી તે ન જોવાતું, ભુલ્યાને રાહ બતલાવો.
સ્પેશીઅલ ચાહ અને કોરી, તણાં બંધાણ બહુ મારે;
હવે તો તેહ વીણુ ચાલે, ભુલ્યાને રાહ બતલાવો.
અરે ઓ દીલની દારા, કરગરી હું તને કહું છું;
ક્ષમા કર અવગુણો મારા, ભુલ્યાને રાહ બતલાવો.
દીસે તું દેવના સરખી, છતાં હું ઇશ્કમાં પડીઓ;
કર્યો વિચાર ના વ્હાલી, ભુલ્યાને રાહ બતલાવો.
સુણ્યાં ના બોધનાં વચનો, ઇશ્કના પાસમાં રહીને;
થયો હેરાન હું ભારી, ભુલ્યાને રાહ બતલાવો.
તને હું કરગરી કહું છું, ક્ષમા તું આપને વ્હાલી;
નઠારાં કૃત્યો ભુલીજન, ભુલ્યાને રાહ બતલાવો
નહિ હું આજથી પ્યારી, જરા વાંકો નહિ ચાલું;
હવે તો રેમ રાખીને, ભુલ્યાને રાહ બતલાવો.
અરે ઓ જગત મોરારી, તને પણ કરગરી કહું છું;
મારી અવગુણની મારી ક્ષમા તુજ પાસથી લઉં છું.

**લેખક—માસ્તર.**



# હીંદનો હેવાલ



### -:(રાગ હરીગીત.):-

પુણ્યવંતા પુત્રની આ, હીંદ દેવી જોઇ લ્યો;
કુસુંપ અને ઝેરો તણા, પરીણામ જોઇ રોઈ લ્યો.
નીજ માતના દુર દૈવનું, જોતાં ભયાનક ચિત્ર આ;
વજ્ર સમું હૈયું ગળી..., પાણી બને છે મીત્ર હા.
પૂર્વે પ્રતિષ્ઠા શી હતી, શૂર સજ્જનો સોચો જરા;
ભારત તણા સંતાનની, આજે થઈ છે શી દશા.
હા ભાઇના હાથો થકી, ભાઇ કપાઈ કંઈ ગયા;
તે પાપના શાસન થકી, આ હાલ આજે થઇ ગયા.
દુ:શીલ દુર્યોધન કદી, હઠને તજત મન મારીને;
શ્રીકૃષ્ણ શિષ્ટાઇ તણા, હીત વાક્યને સ્વીકારીને.
(તો) દુર્બળતા દેખાતના, ભારત તણા કોઇ ભાગમાં;
દુ:ખે ડુબ્યો છે દેશ..., માંહો માંહના વીખવાદમાં.
ભૃગુ રામ અને બલરામ, ભીષ્મ પૂજ્ય દ્રોણાચાર્ય આ;
વિખ્યાત જેનાં વિશ્વમાં, અદ્ભુત કૃત્યો. કીઆ

નીર્દોષ નિર્મળ કીર્તિ રૂપી, કૌમુદી જેની ખીલી;
દુ:ખ પામતા સત્ય ધર્મને, રાખ્યો હૃદય માંહે ઝીલ.
નક્કી થયો આ ભવ્ય, ભારત દેશ તદન નાશ છે;
તે સર્વનું કારણ જુઓ, તો કુસુંપનો નિવાસ છે.
બળ બુદ્ધિ વિદ્યા શોર્ય તો, સ્વપ્ન સમાં સૌ થઇ ગયાં;
સુરા અને વ્યભિચારના, સત્કાર શુરમાં થઇ રહ્યા.
તિલક, ગાંધી, ગોખલે, બિસેન્ટ દાદાભાઇ સહુ;
હિંદ માતાના ઉદ્ધાર માટે કોશીશો કરતા બહુ.
સહુ ભાઇ સંપીને રહો કર્યા પરસ્પરના તજો,
ભારત તણા સંતાન છો, તો સંપના શસ્ત્રો સજો.

લેખક-માસ્તર.

---

## ઘાતક મિત્રને બે બોલ.



-:(રાગ ગઝલ):-

તમારો સ્નેહ રાખીને, કર્યો વિશ્વાસ મેં પૂરો;
નયનમાં ખેદનાં આંસુ, વૃથા તમ શિદને કાઢો.

ફરયા આનંદથી જ્યારે, ન જાણી ગુપ્ત તમ વાતો;
દગો દઇને તમે આજે, વૃથા શું વ્હાલ બતલવો.
સંબંધ સૌ સાથનો ત્યાગી, બન્યો હું આપનો ચેલો;
હવે સૌ વાત ત્યાગીને, બધાં તમ ફેલને છોડો.
તમારાં વ્હાલનાં વચનો. અમારૂં કાળજું કોરે;
બનીને જુલ્મનો બેટો, વૃથા તું શીદને બોલે.
દીધેલો કોલ મીત્રનો, કહે તું શું ગયો ત્યાગી;
છૂટા પડવું હવે બ્હેતર, લઇ તુજ દુષ્ટની બાજી.
પડીતી ગાંઠ વજ્રની, ગયો મૂરખ શું ત્યાગી;
સતાવે શું હવે મુજને, કહે મૂરખ ઓ પાપી.
તમારી સાથ મેં રહીને, પાયા નો પ્રેમનો પ્યાલો;
બનાવ્યું ઝેર તેં શાને, કરે અફસોસ શું હાલો.
ભલેને જા મને ત્યાગી, નથી પરવા હવે તું જો;
જુઓ છે જગતનો પીના, અરે તુજ દુષ્ટનાં ફેલો.
અમોને છે પડી ટેવો, તમારી ગાળ ખાવાની;
અવસ્યે મોતના અંતે, નીશાની છેક રહેવાની.

લેખક—માસ્તર.



# કુદરતની લીલા વીશે.

-:(રાગ હરિગીત):-

કુદરતણી લીલા અલૌકિક, ના કળાતી કોઇથી;
જેમ વૃક્ષથી પલ્લવ ખરે, કુદરત કહું જાતી ફળી.
આજે જુઓ જ્યાં સ્થળ દીસે, જળ [illegible] ત્યાં તો થઇ જશે;
જ્યાં પહાડ નજરેથી જુઓ, [illegible] તે સૌ થઇ જશે.
શ્રીમંત તમે [illegible]ને અરે, નજર થકી આજે જુઓ;
કુદરતણું ચક્કર ફરતાં, [illegible] તેને જઈ જુઓ.
મંગળ સ્થળે આંસુ પડે, આંસુ પડે મંગળ કરે;
ઘટમાળની બસરેંટ સરખું, કુદરત તણું ચક્કર ફરે.
પોલાણમાં ભૂમી થશે ભૂમી થશે પોલાણ સૌ;
ઘડીઆળ ચક્કર જેમ ફરે, કુદરત છે ફરતી કહું.
લક્ષ્મી વળી શ્રીમંત બનેલા, આજ સૌ નજરે પડે;
પળ એકની અંદર જુઓને, રંક થઈ ફરતા ફરે.
કુદરત તણી અજબ કળાનો, પારના પામી શકો;
સાગરમાં જઇને પડો ના, માપ પણ માપી શકો.
એ માપનું ધોરણ નથી, કુદરત તણું પણ એમ છે;
ઘટ માળની જેમ રેંટ છે, ધોરણ સરવનું તેમ છે.

લેખક-મારત

